રાષ્ટ્રીય સાહિત્ય માળા. મણકો ૩ જો.

# વિદ્યાર્થી આલમને.

( મહાત્મા ગાંધીજીના વિદ્યાર્થીઓ સમક્ષ ભાષણો
તથા લેખોનો સંગ્રહ. )

પ્રસિદ્ધ કર્તા

રાષ્ટ્રીય સાહિત્ય પ્રચારક મંડળ.

દોલતખાના ૪૧૦૫,—અમદાવાદ.

આવૃત્તિ પહેલી. પ્રત ૧૦૦૦.
સંવત ૧૯૭૮. સને ૧૯૨૧.

" શ્રી ભાગ્યોદય " પ્રિન્ટિંગ પ્રેસમાં જેઠાલાલ દેવશંકર દવેએ
છાપ્યું. ખાડિયા—અમદાવાદ.

# પ્રસ્તાવના.

ભારત વર્ષની સાંપ્રત રાજકીય પરિસ્થિતિના સમયે વિદ્યાર્થીઓની ફરજ શી હોઇ શકે તેનો ખ્યાલ ગુર્જર વિદ્યાર્થીઓને આવી શકે તે માટે મહાત્મા ગાંધીજીના વિદ્યાર્થીઓ સમક્ષ થએલાં ભાષણો તથા તેમના તે વિષેના અન્ય લેખોનો સંગ્રહ ગુર્જર વિદ્યાર્થીઓ સમક્ષ મૂકવાની રજા લઇએ છીએ તે એવી આશાથી કે વિદ્યાર્થી આલમ તેનો સંપૂર્ણ લાભ લેશે અને બંગાળાના વિદ્યાર્થીઓમાં જે રાષ્ટ્રીય જોમ અને ભાવના પ્રગટી રહેલ છે તેવું જ જોમ અને ભાવનાયુકત પોતાનું ચારિત્ર્ય બનાવી માતૃભૂમિને ચરણે પોતાથી બની શકે તેટલી સેવા અંજલી અર્પણ કરવા પ્રેરાશે.

ત્રંબકલાલ શિવશંકર ત્રિવેદી,
વ્યવસ્થાપકઃ—રાષ્ટ્રીય સાહિત્ય પ્રચારક
મંડળ—અમદાવાદ.

રાષ્ટ્રીય સાહિત્ય પ્રચારક મંડળ તરફથી છપાવી પ્રસિદ્ધ કરનાર
ત્રંબકલાલ શિવશંકર ત્રિવેદી.

# વિદ્યાર્થી આલમને.

## અમદાવાદના વીદ્યાર્થીઓ સમક્ષ

### ગાંધીજીનું ભાષણ.

પંજાબમાં વિદ્યાર્થીઓને ૧૬–૧૮ માઇલ ચલાવ્યા, કેટલાક બાળકોને ચાબુક મારવામાં આવ્યા. એટલું જ અપમાન થયું હતું એમ નથી પણ વિદ્યાર્થીઓને યુનિયન જૅકની સલામ ભરાવવા બોલાવવામાં આવતા. એમ બળાત્કારે યુનિયન જૅકને અને ખુદ પરમેશ્વરને પણ સલામ ભરાવવામાં આવે એની જેના પર બળાત્કાર કરવામાં આવ્યો હોય તેના પર અને ખુદ પરમેશ્વર પર શી અસર થાય એ હું વિદ્યાર્થીઓને જ વિચારવાનું સોંપું છું. વળી કેટલાકને કૉલેજમાંથી કાઢી મૂકવામાં આવ્યા હતા. આવા કેટલાક વિદ્યાર્થીઓના મારા પર પત્રો આવતા તેઓને તો એમ જ લાગતું કે પોતે બેહાલ થઇ ગયા અને સર્વસ્વ ગુમાવી દીધું. વિદ્યાર્થીઓને પંજાબના પ્રકરણમાંથી કાંઇ શીખવાનું હોય તો તે એ છે કે કૉલેજો પર જે મોહ છે એ કાઢી નાંખવો અને જો ત્યાં ન જઇએ તો આપણે રોટી વિનાના થઇ જવાના છીએ એ માન્યતામાંથી નીકળી જવું. જ્યારે હું લાહોર ગયો ત્યારે વિદ્યાર્થીઓના ચ્હેરા પર જે ઉલ્લાસ હતો એથી મેં જોયું કે કૉલેજનો એમનો મોહ કાંઈ ઓછો થયો હતો. જો હું વિદ્યાર્થીઓની સાથે ગાભરો બન્યો હોત અને ખોટી લાગણી બતાવી હોત કે કૉલેજમાં જો આપણે નહિ જઇએ

તો આપણે માણસ જ મટી જવાના છીએ તો એમનો મોહ વધત. જો વિદ્યાર્થીઓ સરકારી કોલેજોમાં ન હોત તો સરકાર એમને શું કરી શકત ? હું કહું છું કે જો એ વિદ્યાર્થીઓ સરકારની કોલેજોમાં ન હોત તો સરકાર એમનો વાંકો વાળ પણ ન કરી શકત; એમને સલામ ભરવાની ફરજ ન પાડી શકત. વિદ્યાર્થીઓને જે મોટામાં મોટો ડર હતો તે એ હતો કે જો આપણે યુનિયન જૅકને સલામ ભરવા નહિ જઈએ તો મૂઆજ પડ્યા છીએ. જો એ વિદ્યાર્થીઓ સ્વતંત્ર—સરકારને જેની સાથે કાંઇ પણ સંબંધ ન હોય એવી–શાળામાં ભણતા હોત તો એ વિદ્યાર્થીઓને કાંઇ થાત નહિ. પણ વિદ્યાર્થી સરકારી જ શાળામાં હોવાથી સરકાર વિશેષ અંકુશ રાખી શકી અને પ્રજાનું નાક કાપી લીધું. વિદ્યાર્થીઓને લીધે જ આપણે સ્વતંત્રતા મેળવીએ અને વિદ્યાર્થીઓની નબળાઇથી આપણે પરતંત્રતામાં પડી રહીએ. મેં કાઉન્સિલના બહિષ્કાર ઉપર ખુબ ભાર મુક્યો છે એ ખરૂં છે. માણસ માત્ર પ્રતિમાપૂજક છે; માટે જ્યારે પ્રતિનિધિ થવાને લાયક હોય એવા નાયકો ધારાસભામાં જવાનું માંડી વાળશે ત્યારે એની ક્ષણિક અસર બહુ મોટી થશે એ હું જાણું છું એ કામ અત્યારે ને અત્યારે કરી શકાય એવું છે, એટલે તુરત થવું જોઇએ. તેની અસર પણ મોટી થવાની. છતા હું એમ પણ વચન આપવા ઇચ્છું છું કે જો બધી સરકારના તાબાની નિશાળો ખાલી થાય તો એક માસની અંદર હિન્દુસ્તાનનો ચહેરો બદલાઇ ગયેલો તમે જોશો. દરેક વિદ્યાર્થી એકાએક આવતી કાલેજ નીકળી જાય તો એની જે અસર પ્રજાની અને રાજ્ય કર્તાઓની ઉપર પડવાની તે બીજા કશાથી નહિ પડે. જેટલી અસર વિદ્યાર્થીઓના છોડવાથી પડવાની છે એટલી અસર વકીલોના છોડવાથી પણ નહિ પડે. જ્યારે વિદ્યાર્થીઓ સરકારની નિશાળોમાંથી નીકળી જશે ત્યારે સરકાર સમજી જશે કે આપણું ટાન્સા વોટર વર્કસ–એટલે દૂર શા માટે જઇએ ? દૂધેશ્વર વોટર વર્કસ બંધ થયું વિદ્યાર્થીઓની ઉપરજ હિન્દુસ્તાનની સ્વતંત્રતા નિર્ભય છે કારણ કે વિદ્યાર્થીઓ એ

જુવાનિયા વર્ગ છે. વકીલો બુઝરગ ગણાય. કારણ એમને વ્યવસાયે રહ્યા. પણ વિદ્યાર્થીઓ નિર્દોષ જીવન ગાળે છે. વકીલોને સ્વાર્થ ( ભરણપોષણનો ) રહ્યો છે ' તેથી વકીલો પાસે વકીલાત છોડાવવી એ મુશ્કેલ છે. પણ વિદ્યાર્થીઓને એ સ્વાર્થ નહિ હોવાથી માત્ર સરકારી નિશાળોની માયા છોડાય તો વિદ્યાર્થીઓને નિશાળો.છોડવી સહેલી છે.

કોઇ કહેશે કે વિદ્યાર્થી વર્ગે એમ શા સારૂ કરવું ? નિશાળો શા માટે છોડવી ? એ હીલચાલની સામે આપણા મહાન, ધર્મધુરંધર, પ્રજાની સેવામાં અત્યંત કસાયલા એવા પંડિત મદનમોહન માલવિયાજી, હિન્દુસ્તાનમાં અત્યંત વિચાર કરવાની શક્તિ ધરાવે એવા શાસ્ત્રીઆર અને બીજા આપણા નેતાઓ લાલા લજપતરાય સુદ્ધાં—એમ કહી રહ્યા છે કે વિદ્યાર્થીઓની પાસે શાળાઓ છોડાવવી એ ઘણું જોખમ ભરેલું પગલું છે. એમના વિચારોની તમારા પર અસર ન થાય એ મારાથી નહિ ઇચ્છી શકાય. માટે વિદ્યાર્થીઓને હું એ જ વાત સૂચવી રહ્યો છું કે આવા આપણા દેશદાઝવાળા આગેવાનોના કહેવા ઉપર તમે પૂરેપૂરો વિચાર કરજો અને એમ વિચાર કરતાં છતાં જો તમને એમ લાગે કે હું જે કહી રહ્યો છું એજ બરાબર છે તો જ નિશાળો છોડજો.

કોઇ સવાલ કરશે કે આપણે જે કેળવણી લઇ રહ્યા છીએ એ શું આજ જ ઝેર સમાન થઇ પડી ? સરકાર ગમે તેટલી ખરાબ હોય પણ જે જે નિશાળોની અંદર આપણે જતા હોઇએ તે તે નિશાળોની અંદર સારી વ્યવસ્થા હોય, સારા પ્રોફેસરો હોય, માસ્તરો સારા હોય તો આપણે શા સારૂ છોડવી જોઇએ ? એ પ્રશ્ન હરેકને થાય.

પંજાબનું પ્રકરણ થયું અને ખિલાફતનું પ્રકરણ થયું ત્યારે સરકારની રાજ્યનીતિ સાફ હતી, હું તમને ખાત્રી પૂર્વક કહેવા ઇચ્છું

છું કે હું ત્યાં હતો ત્યારે મને એવી પ્રતીતિ હતી કે આપણને ન્યાય મળ્યા વિના રહેવાનો જ નથી. મુસલમાન ભાઈઓને પણ હું એમ જ કહેતો કે તમને જે વચન પ્રધાન લોઇડ જ્યોર્જે આપેલું છે એટલું તો જરૂર મળશે. છતાં આપણને પંજાબની બાબતમાં સખ્ત ફટકો લાગ્યો. અને એ અન્યાય ઢાંકી દેવાને ખોટામાં ખોટાં કાવતરાં કરવામાં આવ્યાં. ખિલાફતની બાબતમાં એક છોકરૂં પણ સમજી શકે એવો વચનભંગ કરવામાં આવ્યો.

પંજાબમાં જે જે માણસો પર અત્યાચાર થયો એ કાંઇ સામાન્ય માણસો ન હતા. પણ સરકારે જેમને કેળવ્યા હતા એવા શિક્ષિત વર્ગ ઉપર જેટલા અત્યાચારો કરવા હતા એટલા કરવામાં આવ્યા.

## લૂંટારાની શાળામાં કેમ ભણાય ?

સરકારે હિંદુસ્તાનના સત્વનું હરણ કર્યું છે. જો કોઈ લૂંટારો આપણું ઘરબાર લૂંટી જાય અને આપણને આવીને કહે કે 'હું તમારૂં ધન લૂંટી ગયો છું, એમાંથી થયેલી આ શાળામાં તમે ભણો ' તો મારી ખાતરી છે કે આપણે તો એ લૂંટારાને એવોજ જવાબ આપીશું કે ' અમારે તમારી કેળવણી નહિ જોઇએ. ' મારૂં ઘર કોઈ લૂંટારો લૂંટી જાય તો એ હું સહન કરી શકું છું પણ મારૂં માનભંગ થઈ જાય, મારૂં પુરૂષત્વ-સ્ત્રીત્વ, લુંટવામાં આવે તો હું એ પાછું કેમ મેળવી શકું ? મારૂં નાક કાપવામાં આવે એ હું કેમ આખું કરી શકું ? કાઠીઆવાડમાં લુંટારાઓ મુસાફરોનાં નાક કાપતા અને એક દાકતર એવો નાકળ્યો હતો કે એ કપાઇ ગયેલાં નાકને આખા કરતો. પણ હિન્દુસ્તાનનું નાક જે કપાઈ ગયું છે, જે ચીબુ થઈ ગયું છે એને અણિયાળું કરનાર કોઇ દાકતર છે જ નહિ. એ નાકને અણીવાળું કરવું હોય તો તે આપણે જ કરી શકીએ તેમ છીએ. સારામાં સારા દૂધમાં સોમલ પડવાથી જેમ આપણે તેનો ત્યાગ કરીશું તેજ પ્રમાણે સારામાં સારી કેળવણીમાં

ઝેર પડવાથી એ ત્યા જાય છે, એમ આપણે માનવુંજ જોઇએ મને જરૂર એવી શંકા થાય છે કે જેટલું દરદ આ બે પ્રકરણોથી મને થયું છે એટલું જ દરદ પંડિત માલવિયાજી અને શાસ્ત્રીઆરને નજ થઇ શકે. સરકારે જે રાજ્યનીતિ બતાવી છે તેથી દૂધ જેવી એમણે આપેલી ચીજો ઝેર જેવી થઇ પડી છે એવું જો તેમને લાગતું હોય તો તેઓ મેં કહ્યું છે એમજ કહેશે. સરકારની કેળવણીમાં દાખલ થઈ ગયેલા ઝેરને આપણા આ મહાન પુરૂષો નથી ઓળખી શકતા એમ મારે કહેવું જોઇએ.

જો આપણે આ સ્થિતિમાં કાંઈ પણ નહિ કરીએ તો આપણું નાક સદાને માટે કપાઇ જવાનું છે; કેટલાક જમાના સુધી પ્રજા પોતાનું સત્વ આ જગત આગળ બતાવવાને નાલાયક બનવાની છે. તમે વિદ્યાર્થીઓ બાળક વયના છો એમ તો નજ કહી શકાય માટે તમે માબાપો વગેરે વડીલોને માનપૂર્વક કહી સંભળાવી કોલેજ, નિશાળોનો ત્યાગ કરો. પણ જે સ્વતંત્રતા સોળ વરસની ઉપરના બાળકો અને બાળાઓ વાપરી શકે છે. એ સ્વતંત્રતા વાપરવાની જે શરત છે એ તમે પુરેપુરી સમજશો એમ હું ઇચ્છું છું.

જેમને તાવ આવી ગયો છે—માનસિક અને હાર્દિક અને જે માને છે કે ‘ આ સરકારની સલ્તનત એક મિનીટ પણ મારાથી સહન થઈ શકતી નથી, જે સલ્તનત અન્યાયના ઝેરથી વ્યાપી ગઇ છે એ સલ્તનતમાં રહેવું મારે માટે નામોશીભરેલું છે, ’ તેમનેજ નિશાળ છોડવાનો અધિકાર છે. જે લુંટારો આપણું સર્વસ્વ હરણ કરી જાય એના હાથનું દાન આપણે ન લઇ શકીએ તેમ સરકારના હાથની કેળવણી આપણે ન લઇએ. એમાંજ માતા પ્રત્યે, પિતા પ્રત્યે, ગુરૂ પ્રત્યે અને નેતા પ્રત્યે આપણો આદર રહેલો છે; એમાં જ આપણી અધીનતા રહેલી છે. જે કોઇને અંદરથી હૃદયનો અવાજ આવે છે કે ‘ મારે આ કામ કરવું જ જોઇએ.’ એ માણસને એમ કરવાનો હક છે. એ ચીજોની પ્રતીતિ તમને પડતી હોય તો

તમે આવતી કાલે જ નિશાળો ને કોલેજોને છોડો એમ હું ઇચ્છું છું.

બીજી નિશાળો ક્યાં છે? એ પૂછનાર વિદ્યાર્થીને મારો એ જવાબ છે કે તમારે હજી રાહ જોવાની જરૂર છે, માબાપો સાથે સલાહ કરવાની જરૂર છે, કારણ કે તમે શંકિત છો. જે ઓરડીમાં સરપ વસતો હોય એ ઓરડીમાંથી નીકળી જવા માટે મને શંકા શાની જ હોઈ શકે? રાષ્ટ્રીય કોન્ગ્રેસે જે ઠરાવ કરેલો છે એનો અર્થ શું છે એ તમે વિચારવા ધારતા હો તો હું કહું છું કે એ ઠરાવમાં આપણને નવી નિશાળ મળવાની શરત નથી. આપણને નવી નિશાળો મળો યા ન મળો પણ જે નિશાળ આપણને ઝેરરૂપ થઇ ગઈ છે એ નિશાળનો તો ત્યાગ કરવો આવશ્યક છે.

આપણને આ યુદ્ધનો સમય આવ્યો છે.

આથી કોઇએ એમ નહિ સમજી લેવું જોઇએ કે હું કેળવણીની વિરૂદ્ધ છું અથવા તો મારા કેળવણી વિષે જે વિચારો છે એનો હું પ્રચાર કરવા ધારૂં છું. એ વિચારોનો પ્રચાર હું રાષ્ટ્રીયશાળા મારફતે કરી રહ્યો છું, અને જે વખતે એવી કેળવણીનો પ્રચાર મારે વધારે કરવો હશે ત્યારે હું મારૂં સાધન શોધી લઇશ. પણ અત્યારે જે દૃષ્ટિએ હું નિશાળોનો ત્યાગ કરાવવા ઇચ્છું છું એ દૃષ્ટિ સિપાહીની છે. જ્યારે યુદ્ધ શરૂ થાય છે ત્યારે નિશાળીઆઓ નિશાળો છોડે છે, અદાલતો ખાલી થાય છે અને જેલો પણ ખાલી પડે છે. જેલમાં રહેનાર જેલીઓ પણ પોતાનો સ્વભાવ છોડી દે છે અને લડાઈમાં ઝઝુમે છે. તે જ પ્રમાણે આપણને આ યુદ્ધનો સમય આવ્યો છે. જો આ પ્રજા શસ્ત્ર ઉગામનારી હોત તો હિન્દુસ્તાનમાં ક્યારનીએ અસંખ્ય તલવારો નાગી થઇ ગઇ હોત પણ હિન્દુસ્તાનમાં એ તત્ત્વ હાલ અશક્ય છે. અત્યારે તો સામાન્ય દૃષ્ટિએ, લૌકિક દૃષ્ટિએ જ આ પ્રશ્ન હું પ્રજા આગળ મૂકી રહ્યો છું કે જે સરકાર તરફથી આપણું આટલું માનભંગ થયેલું છે તે સરકાર પાસેથી આપણે દાન લઇ શકતા નથી, મદદ લઇ શકતા નથી. માટે

જો એ તત્ત્વ માન્ય થાય તો નિશાળો હો કે ન હો એનો સવાલ રહેતો જ નથી. માટે તમારે તો એ દૃષ્ટિએ વિચાર કરવાનો છે કે અત્યારે વિદ્યાર્થીઓની તાત્કાળિક ફરજ નિશાળ છોડવાની થઇ છે કે નહિ. નિશાળો છોડીને વિદ્યાર્થીઓ શું કરે? સંધિકાળને વખતે જે વિદ્યાર્થીઓ નવરા થઇ બેસે તેઓ શું કરે? એ બધા પ્રશ્નો તમે પૂછી શકો છો. સિદ્ધાંત મેં જે મૂકેલો છે તે જ છે. એમાંથી જે ઉપસિદ્ધાંતો નીકળે છે એ તમારી આગળ હું મૂકતો જ નથી. મુખ્ય સિદ્ધાંતને અનુસરીને આપણા દિલમાં જે ફેંસલો થાય તે પ્રમાણે અટળપણે વર્તવું પણ શંકાનું સમાધાન થઇ ગયા પછી નબળાઇને લીધે એક પણ વિદ્યાર્થીને કોલેજમાં કે નિશાળમાં રહેવાનો અધિકાર નથી એ પણ કહેવાની મારી ફરજ છે. અત્યારે પ્રજાએ નબળાઈ બતાવવાનો સમય નથી.



# શિક્ષકો પ્રત્યે મહાત્મા ગાંધીજીનું ભાષણ.

---

કાલે હું વિદ્યાર્થીઓને સંબોધી અસહકાર વિષે બોલ્યો હતો, આજે હું બીજું ધોરણ પકડવા ઇચ્છું છું. આજે વિદ્યાર્થીઓને હું સભામાં જોઉં છું પણ કેવળ શિક્ષકોને હું થોડી વિનંતિ કરવા ઇચ્છુંછું. હું બહુજ થોડુંજ કહેવા માગું છું. જેથી કરી પાછળથી ચર્ચા કરી શકાય અને શંકાનો જવાબ વળી શકે. શિક્ષકો પાસે મારે મારા વિચારો મૂકવા તેમાં મુશ્કેલીઓ રહેલી છે. જેઓ શિક્ષણ ચલાવવાનું કામ કરી રહ્યા હોય અને હિંદુસ્થાનની દશા જોયાજ કરતા હોય એની પાસે હું કયી દલીલો મૂકી શકું. હું પોતે પણ એક વખત શિક્ષક વર્ગનો હતો અને અત્યારે પણ હોવાનો દાવો કરી શકું, મેં શિક્ષક તરીકે અનુભવ લીધો છે જો કે કોઇ શાળામાં નિયમિત કામ કરેલ નથી. મેં પણ અખતરા કરેલ છે. મારા અનુભવથી મને એમ તો થયું કે કોઇ પણ પ્રજા, શિક્ષકો પોતે પડેલા હોય પોતાનું પુરૂષત્વ ગુમાવી બેઠા હોય તો ચડી ન શકે. બાળક પ્રજાના માતાપિતા શિક્ષક છે. માતાપિતા બાળકોને શિક્ષકોના હાથમાં મૂકે છે અને તેમની અસર મોટી પડે છે. મને એમ સાંભરે છે કે હું આજ્ઞાંકિત વિદ્યાર્થી હતો મારી ભાવના શિક્ષકો પ્રત્યે આદર વાળી હતી. શિક્ષકોની મારી ઉપર કેટલી અસર પડેલી છે. ચારિત્રવાન શિક્ષકો કેટલો મને ઘડી શકયા છે એ યાદ આણી હું કહી શકું કે જે પ્રજામાં શિક્ષકો પડેલ છે તે ચડી ન શકે. પ્રજાના બીજા અંગ પડેલા દીસે છે એજ પ્રમાણે શિક્ષકોની સ્થિતિ છે. એટલે હું એમ નથી કહેવા માગતો કે શિક્ષકો ચારિત્ર્ય શૂન્ય છે કે તેમને શિખવતાં આવડતું નથી. અત્યારના શિક્ષણ ઉપર મને મોહ નથી પણ શિક્ષકો યથાશક્તિ કાર્ય જરૂર બજાવે છે. પણ તેઓ પુરૂષત્વ જરૂર ખોઇ બેઠેલા છે, અનેક પ્રકારની વસ્તુઓ કરવા નથી ઇચ્છતા

તે બળાત્કારે કરે છે. બળાત્કાર એટલે મારફાડથી નહિ પણ એક સૂક્ષ્મ પ્રકારનો બળાત્કાર તેમની પ્રત્યે કામ કરી રહેલ છે. અધિકારીની સૂચના અને ધમકી પગારમાં વધારો કરી આપવાની લાલચ તેમની પાસે કામ કરાવે છે. અનેક પ્રકારની ધમકી, અને સૂચના શિક્ષકોને ગાભરા બનાવે છે. હિંદુસ્થાનમાં વિચિત્ર સ્થિતિ આવેલી છે. શિક્ષકોને ખુશામતો કરવી પડે છે અને ખુશામતો કર્યા કરીએ એમ ઇચ્છેછે. આપણે મુકવા જોઇતા ઉદ્ગારો વિદ્યાર્થીઓ પાસે નથી મુકતા અથવા છાના મુકીએ છીએ, શિખવવા યોગ્ય વસ્તુઓ શિખવતા નથી.

પંજાબમાં શિક્ષકો મારફત અત્યાચાર થયા, સરકારના અમલદારોએ મહા અત્યાચાર કરાવ્યા. માટે આવા સમયે શિક્ષકોની ફરજ શું છે એ વિચાર કરવોજ જોઇએ. શિક્ષકોએ પોતાનું કર્તવ્ય દબાઇને છોડી ન દેવું જોઇએ, આ પ્રસંગે શિક્ષકોને પ્રજાના બીજા અંગ માફક અથવા તેથી પણ વધારે શુરાતન બતાવવાનું છે. અને પોતાના જાન અને માલને મુકવાના છે. વિદ્યાર્થીઓ પાસે વસ્તુઓ તેવી ને તેવી મુકવાની છે અથવા ઉદર પોષણનો ત્યાગ કરવાનો છે.

મારી સામે એક મહાન શિક્ષક છે તે શાસ્ત્રીઆર. અત્યંત દઢ, હિંદુસ્થાનમાં ભક્તિવાળા, અને જ્ઞાનવાળા શિક્ષકો એમના જેવા થોડાજ હશે. તેમણે શિક્ષાનું કામ છોડી જાહેર પ્રજાજીવનની અંદર કામ કરવા શરૂ કર્યું છે. હું આડે રસ્તે પ્રજાને દોરૂંછું એમ તેઓ માને છે. પંડિત મદનમોહન માલવિયાજી કે જેમણે કાશીમાં હિંદુ યુનીવર્સીટી સ્થાપી તેમને અને નેશનલ પક્ષના માણસોને શંકા રહેલી છે. કેટલાક કેહે છે કે પગલુ સારૂં છે પણ બીજાએ ડહાપણ ભરેલું નથી ગણતા, જેઓ માને છે કે ગાંધી જે થોડી ઘણી કેળવણી મળે છે તે પણ રોકી રહેલ છે. તે માણુસોએ કાંઇ પણ કરતાં ડર નથી ખાધો. પોતાનો જાનમાલ આપેલો છે. તેમના ઉદ્ગારો પણ એવા છે કે આ કામ પ્રજાની પ્રગતિ રોકવા જેવું હોય. બીજી

ચાળાઓતૂતો તૂત પેદા ન થાય એવી શંકાઓ રહેલી છે. એ સર્વને માન આપવા છતાં અને મારો સ્વાર્થ રહેલો નથી છતાં મને એમ તો ભાસ્યા કરે છે મારૂં કહેવું સાચું છે અને તેમણે શિક્ષાનો મોહ છોડેલો નથી. સરકાર મારફત મળતી અધુરી કેળવણી પ્રગતિ કરે છે એવી માન્યતા સાથે હું એમ માનું છું કે પ્રજા આવી કેળવણી કરતા નિરક્ષર રહે એ વધારે સારૂં છે.

એક સિંધી ગૃહસ્થ બગદાદથી આવેલા છે તેમના ત્યાંના અનુભવથી તો હું ચકિત થઈ ગયો છું. હિંદુસ્થાનમાં રહેવું એ મારે સારૂં અત્યંત વસમું થઇ પડેલું છે. પણ અસહકારના ચોવીસે કલાક ચિંતવન સિવાય હું હિંદુસ્થાનમાં રહી ન શકું. નિરક્ષર આરબો પઠાણો આપણા કરતાં અનન્ત કોટી દરજ્જે વધેલા છે એમ એ ગૃહસ્થનો અનુભવ જણાવે છે. તેઓ ત્યાં સારા હોદ્દેદાર હતા અને તેઓ જે ખબર આપે છે તે પત્રોમાં આવી ગયેલી છે, તેઓ ખબર લાવ્યા છે કે ત્યાં લડાઇ પુરી થવાની નથી, અંગ્રેજની કાંઇ પણ સત્તા ચાલેલી છે, ત્યાં સુધી આરબો શાંત બેસવાના નથી. તેમની પાસે કાંઇ હથીઆરોની સામગ્રી નથી તેમની સામગ્રી ફક્ત એટલી કે તેઓ માને છે કે આ દેશ અમારો છે અને રજા ન આપીએ ત્યાં સુધી કોઇ અમારા દેશમાં આવી ન શકે. બધા શિખો ત્યાં કપાઇ ગયા છે. હું આ સ્તુત્ય પગલું નથી લેખતો, હું તેની વિરૂદ્ધ છું- પણ હું હમેશાં હેતુ તપાસું છું. એમનો શું સ્વાર્થ રહેલો છે? શિખો મારફત અંગ્રેજો મુલકને હેરાન કરવા આવેલ છે એમ તેઓ માને છે અને માટે શિખોને તેઓ કટ્ટા શત્રુ માને છે. અંગ્રેજોએ લાલચ આપી કે તમારા દેશમાં અશાંતિને ઠેકાણે શાંતિ થશે, બગદાદની રેત સળગી ઉઠે છે ત્યાં ધોરી રસ્તા કરવાની વાત કરે છે, રેલ્વેની વાત કરે છે, સુખની સગવડ કરવાની છે અને કેળવણીની સગવડ કરે છે, એ કે વસ્તુથી એ રાજી ન થાય. એ તો કહી રહ્યા છે કે તમે એક પળ પણ રહિ ન શકો. જે આરબોની

સંમતિથી મેસોપોટેમીઆમાં દાખલ થવાનો દાવો અંગ્રેજ કરતા તેજ આરબો આજે તેમને બહાર કાઢી રહ્યા છે. હવાઇ જહાજની સામે તેઓ થઇ રહ્યા છે. તેઓ મોતને ખોળામાં લઇને ફરનારા છે. અને તંબુમાં રહે છે, અને કપડાં થોડાજ પહેરે છે, તેમને કાંઇ બચાવવાનું નથી, દેશને બચાવવાનો છે. તેમાં તેમની ધર્મની લાગણી રહી છે. બગદાદ શરીફમાં કોનો મગરૂર છે કે બીન મુસલમાન પરવાનગી વિના જઇ શકે. અંગ્રેજ અથવા તેમના ભાઇબંધોને ત્યાં રહેવું મુસ્કેલ છે. એમાં મુદલ અતિશયોકિત નથી. આરબો આપણા કરતાં અગણિત દરજજે ચઢી જાય. આ મારો દેશ છે અને કોઇ પણ માણસ એના ઉપર આંગળી મુકી ન શકે, એવી તેમની લાગણી છે. તેમને ઇશ્વરનો ડર છે. એવા માણુસ સદાય સુખી છે. જ્ઞાનરૂપી આભૂષણ સારી વાત છે. તેઓ જંગલી અને આપણે સુધરેલા એમ ગણીએ તો આપણે મોટો ગેરઇન્સાફ કરી રહેલા છીએ ગુલામની દશામાં રહી વિલાસોથી સંતોષાવું તે નામોશી છે. આરબો પાસે શું છે? આરબો કરતાં આપણે આગળ વધીએ છીએ, મોટરો દોડાવીએ છીએ. મને મોટર કડવી લાગે છે, મને સ્વતંત્રતા મળતી હોય તો મોટરનો આજે ભડકો કરવા તૈયાર છું આરબો પાસે જે વસ્તુ છે તે આપણે ખોઇ બેઠા છીએ. ઋષિઓ અને મુનિએ ઉપનિષદ્‌માં અને વેદોમાં ઉપદેશ આપી રહેલા છે કે પવિત્ર ભૂમિને અપવિત્ર ન થવા દેવી. બીજા અતિથિ તરીકે આવી શકે. આપણે ગુલામ નથી બનવાનું સ્વતંત્રતા ખોઈ બેસવાની નથી મુસલમાનોના રાજ્યમાં શું ધર્મ ઓછા પાળી શકતા? અત્યારે વધારે પાળી શકીએ છીએ? ધર્મના અભિમાન-અને રાગ અત્યારે રહેલ નથી. હાલ આપતા શિક્ષણ નીચે નાસ્તિક બનેલા છીએ, પ્રભુથી વિમુખ છીએ. પડાણો ઇરાની, આરબોની દશા આપણા કરતાં અગણિત દરજજે સારી છે.

આપણું શિક્ષણ કશાય કામનું નથી. એ શિક્ષણની આહુતિ આપી આપણે આપણી સ્વતંત્રતા પળવી લેવી. વિદ્યાર્થીઓના

મનમાં ક્ષોભ ચાલી રહ્યો છે. તેઓ બે બાકગા બની રહ્યા છે કેળવણી કાલ મળે કે નહિં એવાં વિચાર ચાલી રહ્યાં છે, શિક્ષાનો તે ખોટો મોહ છે. તે મને અત્યંત વ્હાલી છે. પણ હું તેનો એટલો મુગ્ધ નથી કે, દાવાનળ સળગતો હોય તો ઠારવાને જરૂર ચાલ્યો જાઉં. શિક્ષણરૂપી મોહજાળની અંદર ફસાઇ સ્વતંત્રતા આપણી ગુમાવી રહ્યાં છીએ.

પંજાબ અને ખિલાફત સંબંધમાં જે અત્યાચાર કરેલ છે અને દગો દીધેલ છે એનું પ્રાયશ્ચિત પુરેપુરૂં ન કરે, મલિનતાથી ભરેલું અંતઃકરણ પુરેપુરૂં સ્વચ્છ ન કરે ત્યાંસુધી સરકાર પાસેથી દમડી લેવી તે શરમની વાત છે. રાક્ષસ પાસેથી શિક્ષણ ન લઇએ. મેલા હાથથી અપાયેલું શિક્ષણ મેલું છે. વાઇસરોય સાહેબ કહી રહ્યા છે કે પંજાબ યતકિંચિત્ છે, અને તે ભુલી જવાય—રીફોર્મસ આગળ એ ભુલી જવું જોઇએ. ખિલાફતમાં મી. લોઇડ જ્યોર્જે પ્રજાને કાંઇ દગો દીધો નથી. જોકે ચાર્લ્સ રોબર્ટસ સાહેબ જેવા ઉદાત્ત અંગ્રેજો સાક્ષી પુરી રહેલા છે કે મોટો દગો દીધેલો છે. જે માણસો વિરૂદ્ધ મત આપે છે, એમને માટે એમ કહીશ કે આઘાત તો પહોંચેલ છે. તો પણ નબળા વાતાવરણને લીધે એમ માનીએ છીએ કે શિક્ષાને લીધે આપણે પ્રગતિ કરી રહેલા છીએ અને કોલેજોના પ્રતાપથી જ પ્રજાની લડતમાં ઝઝુમી રહ્યા છીએ. અંગ્રેજી મારફત ભણાવી કલાર્ક પેદા કરવાને બદલે અંગ્રેજોએ દેશની ભાષા શીખવી જોઇએ. મુસલમાન શહેનશાહોએ ઔરંગઝેબ સુદ્ધાએ એવી ઉદ્ધતાઇ નહોતી વાપરી કે દેશની ભાષા ન શીખવી. તેમણે પણ દેશના રીતરીવાજો સાચવ્યા, હિંદી, ભાષા પોતાની બનાવી દીધી. હિંદી અને ઉર્દુનો સંમેલન થઈ નવી ભાષા હિંદુસ્થાની થઇ છે. સંસ્કૃત બદલે અરબ્બી અને ફારસી શબ્દો દાખલ કર્યા, અને એ પ્રમાણે સમાધાન થયું. કેટલીક ગુલામીને લીધે વિશેષ વસ્તુઓ કબુલ કરી. પણ તેમણે કદી આપણી સભ્યતા ઉપર હાથ નથી ઉગામ્યો, પણ

મેકાલે સાહેબે તો વેદોનું અને ધર્મશાસ્ત્રનું અપમાન કર્યું. મેકાલે જેવો અજ્ઞાન ઇતિહાસ કર્તા બીજો નથી થયો. એ ઉતાવળીયો હતો. એટલે મગજમાં આવ્યું તે લખી માર્યું. તેમણે લખેલી મીનીટ ઉપર હાલની કેળવણીનો આધાર રહેલો છે. આ કેળવણી દાખલ ન થઇ હોત તો તેજહીનને બદલે આપણી દશા તેજસ્વી થઈ હોત મોહ વહેલો દુર કરી શક્યા હોત. અને હિંદુસ્થાનીમાં વાત કરી શકત.

આપણા દીનપણાનો ચિતાર હું આપી રહેલો છું. એ ભ્રમ છે કે અંગ્રેજી કેળવણીથી આ હિલચાલ કરી રહ્યાં છીએ. એ મિથ્યા વાદ છે કે અજ્ઞાન કરતા આ કેળવણી વધારે સારી છે. જો શુદ્ધ જ્ઞાન હોય તોપણ આમાં તો અશુદ્ધ અને મલિન જ્ઞાન રહેલું છે. દાદાભાઈ નવરોજી, ગોપાળ કૃષ્ણ ગોખલે, લોકમાન્ય ટિળક એવા જે પ્રથમ પંક્તિના માણસો થઇ ગયા કે જેમણે સ્વતંત્રતાના મંત્રો શિખવ્યા એ આ કેળવણીના પ્રતાપે. પણ એ બસ નથી. આપણે જોઇએ છીએ તે આરબો માફક દેશના સારૂ મરવાપણું. આરબોની બંદુકો તેમને મુબારક હો પણ આપણે તો તેમની સરળતા, મરવાપણું ઇચ્છીએ. ઇશ્વરનો ડર અને સરળતા આપણામાં નથી તે આ કેળવણીને લીધે છે, કેળવણીના મોહમાંથી નથી નીકળી શકયા ત્યાં સુધી રીફોર્મ લીધે સ્વતંત્ર નથી થઇ શકવાના. નિઃશસ્ત્ર સાધનોથી આપણે જોઇએ તે લઇ શકીશું. શસ્ત્રનું સાધન માનતા હો તોપણ શિક્ષણનો મોહ છોડવોજ પડશે. નવી નિશાળો નથી ચાલી શકવાની એમ માનીએ ત્યાંસુધી પ્રગતિ અશકય છે.

પ્રજાને ઉત્સાહિત કરવામાં ભાગ લેવા ઇચ્છતા હોતો આવતી કાલે રાજીનામું આપવું. એજ શિક્ષકો પ્રજાવર્ગને આવી મળશે અને એવીજ સંસ્થાઓ પોતાના સારૂ કરી લેશે. સ્વતંત્ર વિદ્યાલયોથી આખું ગુજરાત આજે સ્વતંત્ર થઇ શકે. જે માણસ ઇન્સાફી નથી અને કરેલ અત્યાચારો માટે પ્રાયશ્ચિત નથી કરતો તેની પાસેથી પ્રજા કાંઈ ન લઇ શકે. વિદ્યાર્થીઓ જે શંકાઓ ઉઠાવી રહ્યા છે તે ઉઠાવવા જેટલું પછી રહેશેજ નહિ. દેવતાઓ પણ જોવા આવશે. અને પૈસાનો વરસાદ વરસાવશે.

# સુરતમાં વિદ્યાર્થીઓ સમક્ષ ગાંધીજીનું ભાષણ.

(તા. ૬–૧૦–૨૦ ના રોજ બપોરના ત્રણ વાગે પાટીદાર વિદ્યાર્થીઆશ્રમની આંબાવાડીમાં મ. ગાંધીજીએ અલીભાઈઓની હાજરીમાં સાર્વજનિક કૉલેજ અને હાઈસ્કુલોના વિદ્યાર્થીઓ તથા શિક્ષકો સમક્ષ નીચે મુજબ ભાષણ આપ્યું હતું:—)

અમદાવાદના દશ વિદ્યાર્થીભાઈઓને આપેલા ભાષણનો સાર તમે વાંચ્યો હશે; તેમાંની કેટલીક વાત તમને કહેવા ઈચ્છું છું. તમારા વડીલો સાથે સાંજે વાત કરીશ. હું જ્યાં જાઉં છું ત્યાં વિદ્યાર્થીઓ સાથેનો મારો વિશેષ સંબંધ જાળવી રાખવા ઇચ્છું છું. હું પોતે પણ ચાર દીકરાનો બાપ છું એટલે દીકરાની માબાપ તરફની ફરજ સમજી શકું છું. હું પણ એક વખત ફરજંદ હતો અને જેને વડીલ તરીકે પૂજું તેવા કેટલાક માણસો હજી હયાત છે. તેથી હું બાપ પ્રત્યેની પુત્રોની ફરજ સારી રીતે જાણું છું. ફરજંદને એવી સલાહ આપી શકાય કે પ્રસંગ આવે બાપની સામે પણ થઇ શકાય. એટલે મેં વિરોધી સલાહ આપી કહેવાય. હું જે ઉદ્‌ગારો કાઢવાનો છું તે મારા પોતાના ફરજંદને સંભળાવેલા છે. મારે અનેક દીકરા છે, અનેક બાળકો બચપણથી મને સોંપાયા છે અને તેમને મેં ઉછેર્યા છે. ગઇ કાલેજ એક ઢેડ માબાપે પોતાની દીકરીને મને સોંપવા ઇચ્છા દર્શાવી. એ છોકરી પહેલાં મારી સાથે રહી ગઇ હતી. મેં એના બાપને કહ્યું કે બ્હેન લક્ષ્મી ઉપરનો તમારો બધો દાવો ઉઠાવી લઇનેજ તમે તેને મને સોંપી શકો છો. મને સોંપાયલાં બધાં છોકરાંનાં માબાપો સાથે એવી શરત નહોતી છતાં જેમને મેં ઉછેરેલાં છે તેમને પણ પોતીકાં ફરજંદજ સમજું છું. જે સલાહ આજે હું વિદ્યાર્થીઓને આપું છું તેવી આકરી સલાહ મેં મારા દીકરાને આપી છે. આખા જગતના સામે તમે થઈ શકો છો. હું એમ ન કહું તો જે ધર્મ હું સમજું છું તેનો લોપ થાય. ધર્મને ખીલવવો હોય તો જે

વખતે ખરેખરી લાગણી થાય ત્યારે એ યજ્ઞમાં મા, બાપ, સગાંસંબંધી સૌનું બલીદાન આપવું ઘટે તો આપવું જોઇએ. જેમ પ્રહ્લાદે પોતાના બાપનું બલીદાન આપ્યું હતું. પ્રહ્લાદે પોતાના બાપની સામે લાકડી પણ નહીં ઉગામી છતાં હિરણ્યકશિપુના અંતઃકરણ વિરૂદ્ધના હુકમને—વિષ્ણુનું ભજન નહિ કરવાના હુકમને—ન માન્યો ને કહ્યું 'આ વખતે જે તમારા પણ પિતા છે અને તેના પ્રપિતાના પણ પ્રપિતા છે તેનો હુકમ હું માથે ચઢાવીશ.'

તમારાં માબાપ કહે કે તમારે નિશાળ ન છોડવી અને હું છોડવાની કહું છું. હું કહું છું તે તમે ધર્મ તરીકે ઓળખી શક્યા હો તો તમે વિનયપૂર્વક કહેજો કે અમે એ નિશાળમાં જઇ શકતા નથી. તમારી લાગણી ઉશ્કેરાઇ હોય તો આ ફરજ તમને પ્રાપ્ત થાય છે. હું આવી સલાહ શામાટે આપી રહ્યો છું? હું જે કહું છું તે દશબાર વર્ષની વયના વિદ્યાર્થીને નથી લાગુ પડતું. તેમને સ્વતંત્ર વિચારનો અધિકાર પ્રાપ્ત નથી થઈ શકતો, તેમણે તો માબાપ કહે તેમજ કરવું, આપણા શાસ્ત્રમાં છે કે બાળકનું પાંચ વર્ષ સુધી લાલન કરવું, ૧૦ વર્ષ સુધી તાડન કરવું, તાડન એટલે લાકડીથી મારવું એમ નહીં પણ બોધ કરી તેને સમજાવવું, અને ૧૬ વર્ષે પુત્રને પોતાનો મિત્ર માનવો. હું જુવાન છોકરાને આવી સલાહ કેમ આપું છું? ઘણાં વર્ષો થયાં સરકાર સાથે, બ્રિટીશ સલ્તનત સાથે હું સહકાર કરતો આવ્યો છું. મારાથી વધુ સારો સહકાર કોઇએ કર્યો નહિ હોય. કારણ કે એથી વધુ સહકાર લગભગ અસંભવિત હતો. મારા એ સહકારમાં કાંઇજ સ્વાર્થ નહોતો. મારે મ્હારા ભાઇ કે દીકરાને સરકારી નોકરી અપાવવી ન હતી. મને ઇલ્કાબની આશા નહોતી, એટલે મારો સંબંધ કેવળ સ્વચ્છ હતો, હું સહકાર ધર્મ—ફરજ—સમજીને કરતો હતો. એના શાસનને હું માન આપતો આવેલો છું એ શાસનમાં દંડ રહેલો છે તેથી નહીં, પણ એને માન આપવું જોઇએ એમ સમજીને. એનો એક દાખલો આપીશ.

મને ત્રીજા પુત્રની પ્રાપ્તિ થઇ ત્યારે શીતળા કાઢવાનો સવાલ ઉભો થયો. હું માનું છું કે ગૌશીતળા કઢાવીને હું સારૂં નથી કરતો. છતાં ૧૮૯૭ માં મેં એ બાળકને ગૌશીતળા કઢાવ્યા. અમુક દિવસમાં ગૌશીતળા નહિ કઢાવાય તો દંડ થાય. આ કાયદો ચોપડીમાંજ છે. પ્રજા એને જોઇતું માન નથો આપતી. લાગ્યું કે મારે કાંતો એને માન આપવું કે કાંતો સરકાર સાથે ચોખવટ કરી લેવી એટલે કે સાદર નિરાદર કરવો ઘટે. કારણ આ કાયદો જે લોકમતનો સ્વીકાર કરે છે તે મને માન્ય નથી. પણ એને ફેરવું નહી ત્યાં સુધી તેને તાબે રહેવું મને ઠીક લાગ્યું ને તેથી મેં છોકરાને શીતળા કઢાવ્યા, પણ એજ ગૌશીતળાની સામે થવાનો પ્રસંગ આગળ ઉપર આવ્યો. દક્ષિણ આફ્રિકામાં અમે જેલમાં ગયા. જેલના કાયદા મુજબ શીતળા કઢાવવા જ જોઇએ. ત્યારે અમે અસહકાર કર્યો; સાદર નિરાદર કર્યો. સરકાર ચાહે તો જેલમાં વધુ વખત રાખે પણ અમે શીતળા નહી કઢાવીએ એમ અમે કહ્યું, સરકારને આખરે હુકમ કાઢવો પડયો કે એમાં ધર્મની વાત હોય તો ભલે કોઇ ન કાઢવે.

## સહકાર કેવો જોઇએ ?

સહકારને મેં કેટલે દરજ્જે ખીલવ્યો છે ? સરકાર તરફની નાની નાની ઉપાધિઓને મળી જવી અને તેની સાથે ચલાવી લેવું એ સુંદર ધર્મ છે એમ હું માનું છું. આપણે સ્વરાજ્ય લઇશું ત્યારે પણ પાખંડ, ચોરી અને ડાયરીઝમ ચાલશે. હું એવો ભોળો નથી કે એવો પાખંડી નથી કે એમ કહું કે સ્વરાજ્યથી સત્યયુગ થશે. આ સ્વરાજ્ય સત્યયુગનું નહિ પણ કળિયુગનુંજ હશે. એ અંગ્રેજો અને આરબોના જેવું હશે; પણ એ વખતનું ડાયરીઝમ સહ્ય હશે. સત્તા આપણા હાથમાં હશે એટલે બહુ તો એ સત્તાનો આપણે પોતે દુરૂપયોગ કર્યો હશે કે કરવા દીધો હશે, પણ આજે જે થયું

છે તે એવું નથી. એ આપણી મરજી વિરૂદ્ધનું છે. વાઇસરૉય લોર્ડ ચેમ્સફર્ડને કે લોર્ડ સિંહાને આપણે નીમ્યા હોત તો વાત જુદી હતી. આપણો વિરોધ ચામડીનો નથી પણ રીતનો છે. મારા સાથી દયાળજી કે કલ્યાણજી અન્યાય કરે તો હું તેમનો વિરોધ કરૂં, કે તેમનું આપેલું દૂધ પણ ન લઉં. ભાઇ એંડ્રુસ. મહમદઅલી અને શૌકતઅલી સહોદર છે પણ સરકાર એને વાઇસરાય નીમે તો તે પણ મને કબુલ ન થાય કેમકે એ સરકારી ધોરણે નીમાયલા હશે. આપણા પોતાના હાથમાં સત્તા હોય ત્યારે અને આપણને વિશ્વાસ પડે તો લોર્ડ ચેમ્સફર્ડને પણ આપણે વાઇસરોય નીમીએ અને વિશ્વાસ ઉડી જતાં ઉતારી પણ મુકીએ. આજે આખું હિંદ લોર્ડ ચેમ્સફર્ડને કહે છે કે તમે ઉતરો છતાં એ બેઠાજ છે. હું તો અહીં કહ્યો તેવીજ જાતનો સહકાર કરવા ઇચ્છું છું. એમ અત્યારે નથી માટે અસહકાર ઇચ્છું છું.

## સલ્તનતનો સરવાળો.

મેં સરકારની સલ્તનતનો સરવાળો કાઢયો તો તે સરવાળો નહીં પણ બાદબાકી જણાઇ. રિફોર્મ્સમાં—સુધારામાં—આપવાનું નહીં પણ લઇ લેવાનું જણાયું. સરકારની સત્તા મશીનગનથી નહીં પણ એનામાં રહેલા આપણા મોહથી ટકે છે. એ મોહ ત્રણ પ્રકારના છે. દ્વિજેન્દ્રનાથ ટાગોરે જેને માયામૃગ કહેલો છે એ ધારાસભાનો મોહ, અદાલતોનો મોહ અને કેળવણીનો મોહ. માનઅકરામ ને ઇલ્કાબનો તો હું છેદજ ઉડાવી દઉં છું, કારણ એ ધરાવનારા બહુજ થોડા છે. પણ આ ત્રણ મોહમાં તો આપણે ઘણા ફસાયલા છીએ. આપણા અગ્રેસર વિદ્વાન વડીલ લાલા લજપતરાય પણ એમાં ફસાયલા છે. મને સદા પૂજનીય મદનમોહન માલવિયા પણ એમ માને છે કે મારી મતિ ફરી ગઈ છે અને હું સૌને આડે રસ્તે દોરી રહ્યો છું. એઓ માને છે કે કાઉન્સિલમાં જવું એ ધર્મ છે; નિશાળમાં જવું એ ધર્મ છે. મારે મન કાઉન્સિલમાં જવું એ

પાપ છે; અદાલતમાં જવું એ પાપ છે; નિશાળમાં જવું એ મહા પાપ છે.

## હું સલ્તનતની જડ કાઢવા માગું છું.

હું વકીલોને નહીં સમજાવી શકું એનું કારણ છે. એમનામાં કેટલી માયા રહેલી છે તે હું જાણું છું. બચ્ચાંકચ્ચાં, આરામ-ખુરશી ને મોટરકારનો ત્યાગ મુશ્કેલ છે. પણ વિદ્યાર્થીને એવું કશુંજ નથી. એને જેમ વાળો તેમ વળી શકે છે. એ ગુલામીની તાલીમ લે ને નોકરીને માટે શાળામાં ગયાજ કરે એને નહીં રોકું તો સલ્તનતની જડ નહીં નીકળે. હું એ જડ કાઢવા માગું છું. વિદ્યાર્થી મારફત સલ્તનતને ખાતરપાણી મળે છે. એ જળ નાયગરા ફોલ્સ જેવાં-ગંગા જમના બ્રહ્મપુત્રાના એકત્ર ધોધ જેવાં-છે. તમે સાનમાં સમજી શકશો કે એ વહેમી વિદ્યા-ગુલામગીરીની વિદ્યા-આપણને નથી જોઇતી. હું ગુલામી છોડવાના અલેફ બેને-કક્કાને-શીખવું નહીં ત્યાં સુધી બીજું બધું નકામું છે. મેલા પાત્રમાં દૂધ રેડયાં કરો તો પાત્ર નહીં સુધરે પણ દૂધ મેલું થશે. આપણે ગુલામીના પાત્રથી ખરડાયલા હોઇશું ત્યાં સુધી કેળવણી ધુળધાણી છે. ઉપર દેવતાઓ હોય ને તે જુએ કે હિંદુસ્થાન મેલું પાત્ર છે, તો કેળવણીનો વર્ષોદ ફોકટ છે. માટે પ્રથમ સાફ થાઓ. કાયદા, વૈદકનું જ્ઞાન નહીં મળે તો હિંદુસ્થાન રસાતાળ નથી જવાનું પણ ગુલામીથી રસાતળ જશે. ત્યારે હિંદ મનુષ્યના નહિ પણ જાનવરોના દેશ તરીકે ઓળખાશે. માણસ કોઇથી—મોટી સલ્તનતથી-દબાઇને પણ પોતાના શુદ્ધ ઉદ્‌ગાર ન બોલી બતાવે એનું નામ ગુલામી. એમાંથી નીકળવું એ આપણો પ્રથમ પાઠ. જે ધગશ મને લાગી છે તે જલિયાંવાળાનાં દષ્ટાંત તથા ઇસ્લામના અપમાનથી સૌને લાગો.

## ઇસ્લામને ઘેરો એ હિંદને નોટીસ છે.

હિંદુઓને બેવડો મારો છે. ઇસ્લામીઓ ગુલામ બનશે ત્યારે

એ ઇસ્લામી ગુલામો મારફત હિંદુઓને ગુલામ બનાવવામાં આવશે. એ ત્રિરાશીનો દાખલો છે. મારે હિંદુ ધર્મનું રક્ષણ કરવું હોય, છાયા તળે બેસીને વિષ્ણુને ભજવો હોય તો મુસલમાનને મદદ કરવી એ મારી ફરજ છે. મુસલમાનો કદાચ ભવિષ્યમાં જુલમ કરે તો હું તેમને કહું કે ભાઇ, પેલો દિવસ તો યાદ કરો ! તમે પણ કહી શકો કે અમારામાંનો એક ગાંધી—એ ગમે તેવો હતો પણ—અમારે માટે કાંઇક કરી ગયો છે. છતાં ન ચાલે તો તમે લડી લેજો. હું તો મરદ થવાનું કહું છું. લાકડી ઉગામીને મરવા તૈયાર હોય તેના કરતાં લાકડી છોડીને મરે તે વધારે મરદ છે. હિમાલય ઉપર લાકડી લઇને કે ડોળીમાં બેસીને જે ચઢે તેના કરતાં લાકડી કે ડોળી વગર જાય તેનો શ્વાસ કેટલો મજબુત હોવો જોઇએ ? ઉપર ચઢીને એ આખા હિંદની સામે ખડખડ હસશે. મારી પાસે બેઠેલા મારા ભાઇ ( મહમદઅલી ) એને નબળાઇનું હથિયાર ગણે છે. એ ખરૂં હો કે ન હો પણ તલવારનો ન્યાય પણ આમાંથી જ શીખી શકાય એમ છે. મેં ભાઇ શૌકતઅલીને કહ્યું કે મુસલમાનોમાં કુરબાનીના તાકાત નથી. મરવાની તાકાત આવશે ત્યારે તો તેઓ જોશે કે તલવારની જરૂર જ નથી. છતાં જ્યારે જરૂર લાગે ત્યારે સુખે તલવાર કાઢજો. જે સલ્તનતે ઇસલામને દગો દીધો, જેણે હિંદને પેટે ચલાવ્યું—કારણ એક પણ માણસ પેટે ચાલ્યો છે—જેણે હિંદની સ્ત્રીઓના બુરખા ખેંચ્યા—કારણ પંજાબમાં એ થયું છે—એ સરકારની સાથે સહકાર હોય જ કેમ ? ગમે એટલા પાકા રસ્તા મળે, દેશમાં ગમે એટલી સુલેહ વર્તે, તે કરતાં લોહીની નદી વહે એ કબુલ. અરે, રેલ્વે જાય, સ્ટીમર જાય, વ્યવસ્થા તુટી પડે, એ બધું યે એ સ્થિતિના કરતાં મારે મન બહેતર છે. મ્હારા જેટલીજ ધગશ તમને થઇ હોય તો જે વિદ્યાર્થીને માબાપે ના કહી હોય તે પણ શાળાનો ત્યાગ કરી શકે છે. એક વિદ્યાર્થીના બાપે કહ્યું કે રાષ્ટ્રીય શાળા નીકળી છે તે કેવી ચાલે છે તે જોયા પછી થઇ રહેશે. રાષ્ટ્રીય શાળાની આવી પરીક્ષા કરીને બાળકને સરકારી

નિશાળેથી ઉઠાડી લેનારથી હિંદ સર નથી થવાનું. વિદ્યા મળે કે ન મળે તેની પરવા ન હોવી જોઈએ. ગુલામી સ્થિતિમાં રહ્યાં આઝાદીની વાત શીખવી શકાતી હોય તોપણ તેથી સ્વતંત્રતા કેળવી શકાય જ નહીં. આ હું કહું છું તે બરાબર સુઝી જાય તો બધું છોડી દેવું. પછી સૌ મળી રહેશે. ઇશ્વરી કાયદો છે કે શ્રદ્ધાપૂર્વક ભક્તિ કરે તો તેને સર્વ કંઇ મળે.

## મધુકરી માગો, પણ શાળામાં જઈ મનુષ્યત્વ ન ગુમાવો.

સુરતની શાળાઓમાંથી બધા વિદ્યાર્થી નીકળી જાય તો કેવું શુભ પરિણામ આવે ? તે વખતે તો પ્રોફેસરો અને શિક્ષકો તમને પૂછવા આવશે કે તમે કેવી શરતે રહેવા માગો છો ? તમે કહેજો કે સરકારની સાથેનો સંબંધ અને મદદ છોડીને હમે ભિક્ષા માગીને પણ શાળાના ખર્ચની જોગવાઇ કરીશું. એ અસલી ન્યાય છે. પહેલાના વખતમાં વિદ્યાર્થી ગુરૂની પાસે સમિધપાણી લઇને જતો. ગુરૂને કહેતો કે હું તમારૂં બળતણ લાવીશ, ગાયઢોરની સંભાળ રાખીશ; તમે મને ભણાવજો. પૂનામાં આવું એક અનાથ—વિદ્યાર્થી આશ્રમ વિદ્યાર્થીઓ મધુકરી માગી લાવીને ચલાવે છે. તમે એમ કરજો પણ અત્યારની તમારી શાળામાં જઇ તમારૂં મનુષ્યત્વ ખોઇ ન દેશો. તમારી ઉપર ભારે આશા છે.

અહીં સુરતમાં આ બે સંસ્થાઓ ભારે પડેલી છે. તેવા વિદ્યાર્થીઓ બહુ સુંદર કામ કરી શકે. સુરત અત્યારે બેસુરત બની ગયું છે. હું સુરતમાં એંટની આશા રાખું છું. અમે વિદ્યા વિનાના રહીશું અથવા તો અમારી શરતે જ ભણીશું. બધા વિદ્યાર્થીઓ એટલું બળ બતાવે તો એક મહિનામાં ધારેલું થાય. છતાં બે ચાર વિદ્યાર્થીઓને જ વસી જાય તો પણ તેઓએ તો આજે જ શાળામાંથી નિકળી જવું રહ્યું. તેવાને હું કહીશ કે તમે સ્વરાજ્યને સારૂ એક પગલું ભર્યું છે; હિંદને માટે મોટું ભાષણ કર્યું છે. તમને

ઘેરથી મદદ નહીં મળે તો મજુરી કરજો. હાથપગ વાળતાં નથી શીખતા તે શીખજો પણ ગુલામીમાં ન પડજો. વિદ્યાર્થીઓ ! જરૂર માનજો કે હિંદને સારૂ સ્વરાજ્ય જોઇતું હોય તો શાળાનો, અદાલતોનો, અને ધારાસભાનો મોહ ત્યાગવો જોઇએ. સ્વરાજ્યનું સૌથી પહેલું અને છેલ્લું પગથિયું પોતે સ્વચ્છ બનવું એ છે. જેને દાંત આપેલા છે તેને ચાવણુ આપનાર સરકાર નહીં પણ સરકારની યે સરકાર છે. આ આપણો પહેલો પાઠ છે. એ આપણે ભૂલી ગયા છીએ. હું તો શેઠ કે સરકારના ચાવણુનો સ્વીકાર નથી કરતો. સરકારની હયાતી છતાં ઓરિસ્સામાં હજારો દુકાળિયા મૂઆ. હિંદમાં અનેક શેઠીયાઓ છતાં હજારો દુકાળિયા હરિશરણ થયા. તમે ઇશ્વરનું નામ લઇને, હિંમત રાખીને, કાંઇ પણ ગણત્રી વગર–કશો પણ હિસાબ કર્યા વગર–ગુરૂને અને માબાપને નોટીસ મોકલજો કે મારાથી શાળામાં નહીં જવાય; મેં કહ્યું છે તેથી ઉશ્કેરાઇને નહીં. હું તમારા હૃદય અને બુદ્ધિને સતેજ કરી રહ્યો છું. એ બુદ્ધિ અને હૃદય કબુલ ન કરતું હોય તો કોઇ બાળકને અધિકાર નથી કે વડીલની સામે થવું. એ તો એકજ બાળકને અધિકાર છે કે જેનું હૃદય મારા જેટલું જ ધગી રહ્યું હોય. દારૂડીયા માબાપને દારૂના વ્યસનમાંથી છોડવવા સારૂ છોકરાએ તેના વારસાનો, ઘરનો, તેના છાંયાનો ત્યાગ કરવો જોઇએ. તેમને લાગે કે જે શિક્ષણ મળે છે તે ગુલામીના છાયામાં છે તો માબાપની આજ્ઞા સામે થઇને પણ આવતી કાલેજ યાહોમ કરજો.



# ગુજરાત વિદ્યાપીઠના કુલપતિ તરિકેનું ગાંધીજીનું ભાષણ.

ભાઇઓ અને બ્હેનો,

## આત્મકથન.

મારી જીંદગીની અંદર મેં અનેક કાર્યો કર્યા છે. તેમાંના ઘણાં કાર્યોને માટે મારા મનમાં હું મગરૂરી પણ માનું છું, કેટલાકને સારૂ પશ્ચાતાપ પણ થાય છે. એમાંના ઘણાં મોટી જવાબદારીવાળાં પણ હતાં. પણ અત્યારે જરાએ અતિશયોક્તિ વિના હું કહેવાને ઇચ્છું છું, કે મેં એવું એક પણ કાર્ય નથી કર્યું કે જેની સાથે આજે કરવાના કાર્યનો મુકાબલો થાય. આ કાર્યમાં મને ભારે જોખમ લાગે છે તે એ કારણુથી નહિ કે એમાં પ્રજાને નુકસાન રહેલું છે, પણ મને દુઃખ થયાં કરે છે અથવા હું મારા મનમાં મુકાબલો કરી રહ્યો છું તે એક જ વસ્તુ છે, કે હું જે કાર્ય કરવા બેઠો છું તેને માટે હું લાયકાત ધરાવતો નથી. આમ હું વિવેકદૃષ્ટિએ નથી કહી રહ્યો, પણ મારો આત્મા જે કહે છે તે હું તમારી સામે આલેખી રહ્યો છું. મને જો ખબર હોત કે અત્યારે જે કાર્ય કરવાનું છે તે કેળવણીનો જે ખરો અર્થ છે તેને અવલંબીને કરવાનું છે તો મારે આ પ્રસ્તાવના મૂકવી ન પડત. આ મહાવિદ્યાલયની પ્રતિષ્ઠા કરવાનો હેતુ કેવળ વિદ્યાદાન આપવાનો નથી, પણ આજીવિકાની પ્રાપ્તિને સારૂ સાધન કરી આપવાનો પણ છે, અને તે સારૂ આ વિદ્યાલયની સરખામણી ગુજરાત કૉલેજ આદિની સાથે કરૂં છું ત્યારે મને ધૂમરી આવે છે.

## ઇંટ–ચુનાની સરખામણી.

આમાં પણ અતિશયોક્તિ નથી. ક્યાં ગુજરાત કૉલેજ અને એવી બીજી કૉલેજો અને ક્યાં આપણું આ નાનું મહાવિદ્યાલય ! મારા મનમાં તો એ મહાન જ છે. પણ મને ધાસ્તી છે કે તમારી

દૃષ્ટિથી હિંદુસ્તાનમાં પડેલી કૉલેજોની સામે આ મહાવિદ્યાલય અણુ-વિદ્યાલય લાગતું હશે. આ વિદ્યાલયનો વિચાર કરતાં તમારા મનમાં ઈંટો અને ચૂનાની સરખામણી થતી હશે. ઈંટો અને ચૂનો તો હું ગુજરાત કૉલેજમાં વધારે જોઉં છું. ટ્રેનમાં આવતો હતો ત્યારે એજ વિચાર હું કરતો આવતો હતો કે તમારી આગળ આજે હું કયો વિચાર મૂકું કે જેથી આવી ઈંટચૂનાની સરખામણી તમારા મન-માંથી કાઢી શકું. એવો વિચાર મને હજી સુધી નથી સૂઝયો એ મને ખૂંચે છે. આવો કઠણ પ્રસંગ મેં મારે વાસ્તે અગાઉ કદિ ઉભો નથી કર્યો અત્યારે અનાયાસે એમાં હું આવી પડયો છું. મારા હૃદ-યની અંદર જે વસ્તુ સિદ્ધ છે તે હું તમારી આગળ તેવી રીતે સિદ્ધ નહિ કરી શકું. જેને તમે ત્રુટીઓ માનશો તેને હું ત્રૂટી નથી એમ કઈ રીતે બતાવી શકું ? એ ત્રુટીઓ સરળ ભાવે જણાવીને ભાઈ કિશોરલાલે ( મહામાત્રે ) મારૂં કામ સહેલું કરી મૂક્યું છે. એ ત્રુ-ટીઓ હોવા છતાં આ કાર્ય મહાન છે એમ તમે માનજો. મારામાં એને વિષે જેવી શ્રદ્ધા છે તેવીજ શ્રદ્ધા ઇશ્વર તમારામાં આરોપો. હું પોતે તમારામાં એ શ્રદ્ધાને નહિ આરોપી શકું, મારામાં એટલી તપશ્ચર્યા નથી. મારે મારૂં અસમર્થપણું કબૂલ કરવું જોઇએ; મેં કેળવણીમાં એવું કાર્ય નથી કર્યું કે હું તમને બતાવી શકું કે આ કાર્ય મહાનમાં મહાન છે. હિંદુસ્તાનની આજની પરિસ્થિતિમાં આ-પણે જે કાર્ય કરી રહ્યા છીએ તેજ શોભે છે. મકાનોની શી સરખામણી ?

## કસોટીની પથરી.

આજે તો ધરતીનો એક ઇંચ પણ આપણો નથી. બધું સર-કારી છે. આ જમીન, આ ઝાડ, સૌ કંઇ સરકારી છે. શરીર પણ સરકારી છે, અને આપણો આત્મા પણ આપણો પોતાનો છે કે નહિ એ વિષે આજે મને શંકા થઇ રહી છે. આવી કફામણી સ્થિતિમાં આપણે મહાવિદ્યાલયને સારૂ સારાં સારાં મકાનો કેમ શોધીએ ? વિ-

દાનોને શોધવા રહીએ તો કેમ બને? યુરોપનું રાષ્ટ્ર એ આચારસૂત્ર (working faith) થઇ પડયું છે. ન્યાય, નીતિ, દયા, ધર્મ બધું રાષ્ટ્રના ફાયદાની દૃષ્ટિએ જ. માણુસ પોતાના જાનમાલ સર્વસ્વની કુરબાની કરે તે ઇશ્વરને નામે નહિ પણ રાષ્ટ્રીય સ્વાર્થની ખાતર. યુરોપની બધી પ્રજાઓ આ ધર્મને માને છે પણ એ સાફસાફ કબૂલ કરવાની હિંમત અગર બાખાઇ એક જર્મનીએ જ બતાવી. જર્મનીમાં આ રાષ્ટ્રપૂજાધર્મનો પ્રચાર કરનાર અધ્વયું ટ્રીટ્સ્કે હતો. અંગ્રેજો ભલે તેની ગમે તેટલી નિંદા કરે પણ એજ આખા યુરોપનો પ્રતિનિધિ છે. તે સાફ કહે છે કે 'ખ્રિસ્તની નીતિ વ્યક્તિ પૂરતી ઠીક છે; રાષ્ટ્ર ઉપર અંકુશ રાખવાની સત્તા કોઇની ન હોઇ શકે. રાષ્ટ્ર એ સર્વોપરી છે.' 'આ રાષ્ટ્રને ચરણે બલિદાન આપવું એ વ્યક્તિમાત્રની ફરજ છે.' આપણા દેશમાં જેમ અહંકારનું બલિદાન આપવાને બદલે બકરાનું બલિદાન આપવાની સ્હેલી રીત માણુસે શોધી કહાડી, તે જ પ્રમાણે યુરોપવાસીઓએ પોતાના રાષ્ટ્રદેવને સંતુષ્ટ કરવા આફ્રિકા, અમેરિકા અને એશિયા ખંડના રહેવાસીઓનું બલિદાન આપવાની પ્રથા શરૂ કરી. અમેરિકાના તામ્રવર્ણી લોકોનું તો અક્ષરશઃ બલિદાન કર્યું કેમકે તેઓ બીજી રીતે હાથમાં આવે તેમ નહોતા. આફ્રિકામાં સીદીઓના વ્યક્તિગત સ્વાતંત્ર્યનું બલિદાન આપી એ જ રાષ્ટ્રદેવને સંતોષ્યા. એશિયામાં રાજીખુશીથી તાબે થનાર પ્રજા જોઇ તેના ઉપર રાષ્ટ્રની સત્તા જમાવી. વેપાર અને અધિકારની દ્વિવિધ ઉપાસના રાષ્ટ્રદેવને મંજૂર હોય છે. આ સર્વભક્ષી દેવને બલિદાન આપવાને જ્યારે કશું બાકી નહિ રહે ત્યારે યુરોપીય પ્રજાને જ તે ખાધા વગર રહેનાર નથી એવું ભવિષ્ય યુરોપ, અમેરિકા અને યુરોપના શિષ્ય જપાનને સંભળાવવા રવીન્દ્રનાથે પૃથ્વીપ્રદક્ષિણા કરી. હિંદુસ્તાન આ રાષ્ટ્રદેવની ભૂખનો ભોગ થઇ પડવાથી રવીન્દ્રનાથ જેવા દિવ્યદૃષ્ટિ હિંદી રાષ્ટ્રદેવનું મહાત્મ્ય સમજી શક્યા છે. યુરોપ આગળ હિંદુસ્તાનના દુઃખની કહાણી કહી બતાવી યુરોપનું હૃદય પીગળાવી હિંદનું કલ્યાણ સાધવા માટે આ માનધન

કવિ પરદેશ નહોતા ગયા. 'आत्मैवह्यात्मनो बंधुः' આ સનાતન સિદ્ધાંત ઉપર એમની અડગ શ્રદ્ધા છે. પણુ ઓગણીસમી સદીને અંતે યુરોપના ભાવિ વિનાશનું ચિત્ર આ વિશ્વપ્રેમી કવિની દૃષ્ટિ સન્મુખ ખડું થયું. યુરોપના ભયાનક સંહારને નિહાળી કવિહૃદય થરથરી ઉઠયું. હિંદુસ્તાનની પરંપરાગત કરૂણા રવીન્દ્રનાથમાં મૂર્તિમંત અવતરી, હિંદુસ્તાનને પોતાનું ગુરૂપદ સાંભરી આવ્યું અને રવીન્દ્રનાથે આ ઋષિવાણીનો સંદેશો પશ્ચિમને પહોંચાડયો કેઃ—

वर्धत्यधर्मेण ततो भद्राणि पश्यति ।
ततः सपत्नान् जयति समूलस्तु विनश्यति ॥

'અરાષ્ટ્રીય' પ્રજાઓને આજે જો કાંઇ પણુ અભય હોય તો તેનું શ્રેય યુરોપની ધર્મબુદ્ધિને નથી પણ યુરોપની રાષ્ટ્રીય પ્રજાઓ વચ્ચેની ઇર્ષ્યા અને અસૂયાને છે. જ્યારે પાશ્ચાત્ય પ્રજાઓ રાષ્ટ્રસંઘ કરશે (રાષ્ટ્રસંઘ સ્થાપન કરતી વેળાએ તેનો ગમે તેટલો ધાર્મિક ઉદ્દેશ જાહેર કર્યો હોય તોપણુ જ્યાં સુધી પાશ્ચાત્ય દેશોમાં રાષ્ટ્રપૂજાધર્મ ચાલુ છે ત્યાં સુધી એવા રાષ્ટ્રસંઘનો ઉપયોગ સ્વાર્થ અને શિષ્ટમાન્ય લુંટ સહેલી કરવામાંજ થવાનો એમાં કોઇને શંકા રહી નથી ), જ્યારે રાષ્ટ્રસંઘ સ્થપાશે, ત્યારે બિચારી 'અરાષ્ટ્રી' પ્રજાઓ ક્યાં જશે ? તેમનો વાલી કોણુ ? રવીન્દ્રનાથ કહે છેઃ જ્યારે જૂલમ અસહ્ય થઈ પડે છે, અનાથોનો બેલી કોઇ રહેતો નથી, આ વિશાળ પૃથ્વીતલ ઉપર સત્યને અને ન્યાયને ઉભાં રહેવા જેટલી પણુ જગા રહેતી નથી, ત્યારે જેના આધાર પર રાષ્ટ્ર ચણાય છે તે પ્રજારૂપી પાયામાં અંતે ઇશ્વરી પ્રાણુ સંચરે છે અને દૈવી સ્ફુરણુાથી તે કંપવા લાગે છે. આવો નાશ અટકાવવા રાષ્ટ્ર પોતાની સર્વ શક્તિ ખર્ચે તોપણુ જ્યાં પાયો ખસ્યો ત્યાં મકાન કેટલી ઘડી ટકવાનું ?

આપણે અત્યાર સુધી યુરોપનો ઉત્કર્ષજ જોતા આવ્યા છીએ. યુરોપના વિજયની અદેખાઇ અને પોતાના અપમાનની દાઝને કારણે

હિંદુસ્તાનની ધર્મશ્રદ્ધા આજ ડગતી જણાય છે. **'धर्मो रक्षति रक्षिता'** એ વચન હિંદુસ્તાનની દૃષ્ટિએ સિદ્ધાંત મટી માત્ર દુઃખિયાંને દિલાસાનું વચન થતું જાય છે. રાષ્ટ્રીય સ્વાર્થની આસુરી હરિફાઇમાં આપણે ઉતરીએ તો જ આપણે જીવી શકીએ, તો જ આપણા અપમાનની ભરપાઇ થાય, એવો ઉન્માદ આપણામાં સંચરતો જાય છે, **'धर्मो धारयते प्रजाः'** એ શ્રદ્ધા તજીને હિંદુસ્તાન **'राष्ट्रदेवो भव'** એ ધ્યાનમંત્ર સ્વીકારતું જાય છે, **'मातृदेवो भवः।' 'अतिथिदेवो भवः।' 'आचार्यदेवो भवः।'** વગેરે જૂના મંત્રોની ભાવનાથી જ જો આ નવો **'राष्ट्रदेवो भवः'** નો મંત્ર સ્વીકાર્યો હોય તો કશો વાંધો નથી. માબાપ ગુરૂ અથવા અતિથિ પ્રત્યે આદરભાવ રાખવો, તેમની પૂજા કરવી, તેમની આગળ પોતાનો સ્વાર્થ કે અભિમાન બિલકુલ ન રાખવાં એ જેમ આપણો ધર્મ છે તે જ પ્રમાણે રાષ્ટ્રહિતની આગળ પણ કોઈ પણ માણસે પોતાના સ્વાર્થનો વિચાર સરખો ન કરવો જોઇએ; રાષ્ટ્રહિતને બાધ ન આવે એવી જ રીતે સ્વાર્થનો વિચાર કરવો અને રાષ્ટ્રને જરુર હોય ત્યારે પોતાના જાનમાલની કુરબાની પણ કરવા તૈયાર રહેવું જોઇએ—એ ભાવના હોય તો તે અવશ્ય પવિત્ર છે. પોતાના રાષ્ટ્રમાં શ્રદ્ધા રાખવી, પોતાના રાષ્ટ્રની શક્તિ અને તેના ભાવિને વિષે અટળ નિષ્ઠા રાખવી, જાતિ જાતિ વચ્ચે અથવા વર્ગ વર્ગ વચ્ચે અણબનાવ અગર કડવાશ ઉભી થાય ત્યારે પોતાનો રાષ્ટ્ર પોતાને જરૂર ઇન્સાફ આપશે એવો વિશ્વાસ રાખવો એ જો **'राष्ट्रदेवो भवः'** નો અર્થ હોય તો તે યથાર્થ છે અને અમને પ્રિય છે. દેશને દેવીનું સ્વરૂપ માનવાની પ્રથા બહુ જૂની છે. **'अहं राष्ट्री संगमनी'** વગેરે સૂક્તમાં જગન્માતા એ જ રાષ્ટ્રનું રૂપ ધારણ કરી રહેલી છે એવો ભાવ છે એમ મનાય છે. અને તેથી જો આપણે ધર્મનું પાલન કરીએ તો દેશનું પાલન એની મેળે જ થઇ જાય છે એ માન્યતા હિંદુઓના લોહીમાં રહેલી છે. જ્ઞાતાઓને એનું ભાન હશે; આમ-

